# હૃદયરંગ

## "પ્રેમ અને ત્યાગ"

હરિહર ભટ્ટ

શ્રી. રામનારાયણ પાઠકના ઉપોદ્ઘાત અને
શ્રી. નરસિંહરાવ દીવેટિયા તથા
શ્રી. બળવંતરાય ક. ઠાકોરનાં
વિવેચનો સહિત

[illegible]
રૂ.૨૫/

કર્તા અને પ્રકાશક:
**હરિહર પ્રાણશંકર ભટ્ટ**
પ્રસ્થાન કાર્યાલય મારફત,
પારસીની અગિયારી સામે,
ખમાસા ચકલો : **અમદાવાદ**

પ્રથમ આવૃત્તિ    પ્રત ૧૦૦૦

ઈ. સ. ૧૯૩૪








મુદ્રણસ્થાન: પુરોહિત પ્રિન્ટીંગ પ્રેસ
મુદ્રક: મગનલાલ મનસુખરામ પુરોહિત
ઘી કાંટા રોડ : **અમદાવાદ.**

# નિવેદન

મારાં કાવ્યોમાંથી થોડાંક એકઠાં કરી આ સાથે આપું છું. આ કાવ્યો ઈ. સ. ૧૯૨૫ થી ૧૯૩૪ ના દસકામાં જૂદે જૂદે સમયે લખાયેલાં છે; ઘણાં ખરાં તો જૂદાં જૂદાં માસિકોમાં આવી ગયાં છે; થોડાંક પહેલી જ વાર પ્રકાશિત થાય છે.

શ્રી. રામનારાયણભાઇએ ખરાબ તબિયત છતાં આ સંગ્રહ માટે ઉપોદ્‌ઘાત લખી આપ્યો અને શ્રી. નરસિંહરાવભાઈએ તથા શ્રી. બળવંતરાયભાઈએ મારાં કાવ્યો વિષે કરેલાં વિવેચનોમાંથી ઉલ્લેખો પ્રકાશિત કરવાની રજા આપી, તે માટે એ બધાનો હૃદયપૂર્વક આભાર માનું છું.

આ કાવ્યો વાંચતાં પહેલાં એમને વિષે કંઇક દૃષ્ટિકોણ વાચક આગળ મૂક્યો હોય તો સારૂં, અને આ માટે ગુજરાતી સાહિત્યના પ્રથમ પંક્તિના વિવેચકોનાં વિવેચનો આપવાં એ સૌથી સારો માર્ગ છે, એમ ધારીને આ વિવેચનો અહિં મૂક્યાં છે. છતાં વાંચનાર પોતાનો સ્વતંત્ર અભિપ્રાય બાંધે એમ ઇચ્છું છું. ખાસ કરીને આ વિવેચનોમાં કેટલેક ઠેકાણે મારાં કાવ્યો વિષે જે ગુણદર્શક શબ્દો આવે છે તે કાવ્યોની યોગ્યતા કરતાં વધારે છે એમ મને લાગે છે.

આ સંગ્રહનું નામ, કાવ્ય 'નમ્રતા' (પૃ. ૧૩) ની છેલ્લી બે કડીમાં આવતા 'હૃદય', 'અંતર' (હૃદય) અને 'વર્ણ' (રંગ) શબ્દો ઉપરથી રાખ્યું છે. અલબત આ ઉપરાંત આ નામના બીજા અર્થો પણ થઈ શકે અને તે આ સંગ્રહને લાગુ પણ પડી શકે.

કર્તા.

## અનુક્રમ

( કૌંસમાં મૂકેલા આંકડા કાવ્ય રચાયાના અંગ્રેજી વર્ષના છે ) પૃ.


નિવેદન ... ... ... ... ... ૧

ઉપોદ્‌ઘાતઃ શ્રી. રામનારાયણ પાઠક ... ... ... ૩

કાવ્યો ... ... ... ... ... ... ૯–૩૯

અર્પણ (૧૯૩૪) ... ... ... ... ૯

✓ એક જ દે ચિનગારી (૧૯૨૫) ... ... ૧૧

✓ કાવ્યની નિરર્થકતા (૧૯૨૫) ... ... ... ૧૨

✓ નમ્રતા (૧૯૨૮) ... ... ... ... ૧૩

✓ ક્યારે બનશે તાત ? (૧૯૨૫)... ... ... ૧૪

✓ આલમના ઉસ્તાદને (૧૯૨૯) ... ... ... ૧૫

✓ દરિદ્રનારાયણની આરતી (૧૯૨૯) ... ... ૧૬

✓ ભવ્ય ડોસા ! (૧૯૨૯) ... ... ... ૧૭

✓ સત્યના સંત ! (૧૯૩૩) ... ... ... ૧૯

✓ મંત્રેશ્વરીની આરતી (૧૯૨૫)... ... ... ૨૧

✓ જ્યારે ક્રૂસ એ ભવ્ય દેખાય ! (૧૯૨૫) ... ... ૨૨

✓ ફિકર નહિ ! (૧૯૩૩) ... ... ... ૨૫

✓ હમારો દેશ (૧૯૨૫)... ... ... ... ૨૬

✓ જીવન મહોત્સવ (૧૯૨૫) ... ... ... ૨૯

✓ સમયની પળો (૧૯૨૫) ... ... ... ૩૦

✓ સૂતું જીવન (૧૯૨૫)... ... ... ... ૩૧

✓ ગત મિત્રને (૧૯૨૫)... ... ... ... ૩૨

✓ અચળેશ્વરીની આરતી (૧૯૨૫)... ... ... ૩૩

✓ હાસ્યની માહતર થાઈં (૧૯૨૫) ... ... ૩૪

✓ ગામડી ગીતા (૧૯૨૫) ... ... ... ૩૬

✓ વિદાય (૧૯૩૪) ... ... ... ... ૩૯

નોંધ ... ... ... ... ... ૪૧

પરિશિષ્ટ ૧ : શ્રી. નરસિંહરાવ દીવેટિયા ... ... ૪૩

„ ૨ : „ „ „ ... ... ૪૭

„ ૩ : શ્રી. બળવંતરાય ક. ઠાકોર ૪૮

# ઉપોદ્ઘાત

આ સંગ્રહ કદમાં અને કાવ્યોની સંખ્યામાં નાનો છે પણ ગુણમાં નાનો નથી. અત્યાર પહેલાં આપણા સાહિત્યના બે માન્ય વિવેચકોએ, શ્રીયુત નરસિંહરાવ અને પ્રો. બલવંતરાય ઠાકોરે એમનાં ભિન્ન ભિન્ન કાવ્યોની વિવેચના કરી છે. શ્રીયુત નરસિંહરાવે, અર્વાચીન યુગમાં ગુજરાતી ભાષામાં ઉત્તમ કાવ્યો નથી થતાં એવા મિશનરીઓના અજ્ઞાનમૂલક આક્ષેપનો જવાબ આપતાં, ઉત્તમ કાવ્યના અનેક દાખલામાં આ લેખકના કાવ્યમાંથી પણ થોડી પંક્તિઓ ટાંકી હતી. અને તેમના કાવ્યની સૌથી પહેલી ટીકા પણ એમણે જ લખી. પ્રો. ઠાકોરે 'પ્રસ્થાન'માં છપાયેલી 'આપણી કવિતા સમૃદ્ધિ'ની લેખમાલામાં તેમનાં બે કાવ્યો ટિપ્પણ સાથે મૂક્યાં. આપણા વયોવૃદ્ધ સાક્ષરો નવા બહાર પડતા લેખકોની કદર કરવાને ઉત્સુક છે એ આપણા સાહિત્યનું એક શુભ ચિન્હ ગણાવું જોઈએ.

આ બે વિવેચકોએ એમની કદર કરી એ હકીકત બીજી રીતે પણ સૂચક છે. એ બન્ને વિવેચકો આપણા સાહિત્યમાં ઊંચે સ્થાને વિરાજે છે તે પ્રસિદ્ધ છે, તેટલું જ એ પણ પ્રસિદ્ધ છે કે કાવ્ય વિશે બન્નેનાં મંતવ્યોમાં ફરક પણ છે. શો ફરક, અને એ ફરકનું રહસ્ય શું એ અહીં કેવળ અપ્રસ્તુત છે. મારે એટલુંજ કહેવાનું છે કે શ્રી હરિહરભાઈને બે ભિન્ન ભિન્ન મંતવ્યોવાળા વિવેચકો તરફથી આવકાર મળવાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે. આ ચોપડીના ટિપ્પણમાં એ બન્નેનાં વિવેચનો પૂરાં ઉતાર્યાં છે તે યોગ્ય કર્યું છે.

શ્રીયુત હરિહરભાઈનાં કાવ્યોનાં લક્ષણો એકદમ નજરમાં આવે એવાં છે. તેમાં સૌથી પ્રથમ હું તેમની ઈશ્વર ઉપરની શ્રદ્ધા મૂકું છું. " એકજ દે ચિનગારી " એ એમનું પહેલું જ કાવ્ય છે કે કેમ તે મને યાદ નથી, પણ એજ કાવ્યથી તેઓ સૌથી પ્રથમ પ્રસિદ્ધ થયા એમાં ભલે આકસ્મિક જ પણ ઔચિત્ય છે. એ શ્રદ્ધા એમનાં કાવ્યોમાં ઓતપ્રોત છે, એમના કાવ્યોના અધિષ્ઠાનરૂપ છે, અને એ કાવ્યોની ભૂમિને અતિક્રમીને પણ આગળ ગયેલી છે. એ શ્રદ્ધા ' એકજ દે ચિનગારી ', ' ફિકર નહિ ! ' જેવાં કાવ્યોમાં સ્પષ્ટ જ દેખાય છે, પણ ' નમ્રતા ' માં એઓ ઈશ્વરને જ કાવ્યનો ખરો પ્રેરક ગણે છે—એ કાવ્યોના કર્તૃત્વનું અભિમાન એ એમને મન એટલો અક્ષમ્ય અપરાધ છે કે તેને માટે એ જ ઈશ્વર પાસે કાવ્ય ઝીલનારી હૃદયશક્તિનો ઉચ્છેદ જ સજા તરીકે તેઓ માગી લે છે. પણ તેથી પણ આગળ જઈ કહે છે.

મોહ નથી કાવ્યનો, માત્ર છવી રહ્યો
તુજ મહાકાવ્યની એક આશે.

અને કાવ્યનો મોહ નથી એ વાત પણ એક ટૂંકા પણ સાચા કાવ્યમાં કહે છે !—એક પ્રકારનો કહો કે ' વદતો વ્યાઘાત ' કરીને, જે કરવાનો અધિકાર માત્ર ખરા કાવ્યમાં જ કોઈને પણ મળી શકે છે. ત્યારે કાવ્ય કરે છે શા માટે ?

દિનેશ—કર કોમળાં ધનુષ મેઘ માંહી રચે,
નિહાળી શિશુ ભાઈ બાહુ નિજને બતા'વા ધસે,
ધરૂં વિવિધવર્ણ એમ જગ આગળે સર્વ તે,
કટાક્ષ કરુણા તણા તુજથી જે લસે અંતરે.

ખરી ઈશ્વરભક્તિ સાથે આવો મનુષ્યપ્રેમ હંમેશાં હોય છે. લેખકનો એ મનુષ્યપ્રેમ ' દરિદ્ર—નારાયણની આરતી ' માં અને અન્યત્ર પણ દેખાય છે.

એમનો ગાંધીજી માટેનો પૂજ્યભાવ પણ એટલો જ સ્પષ્ટ દેખાય છે. એ ભાવ માત્ર ઈશ્વર તરફના પૂજ્યભાવથી જ ઉતરતો છે.

આવો એ કવિવરો, દિવ્ય ગાયકગણો
સૌ કલાના કલાકાર આવો,
કૈક સૈકાં લગી તમ કલા કાજ કો
ઈશ વિણ નહિ મળે વિષય આવો;

વર્તમાન યુગમાં વ્યક્તિઓ વિશે બહુ ઓછાં કાવ્યો થયાં છે. તેમાં ગાંધીજી વિશે સૌથી વધારે લખાયાં છે. ગાંધીજીના જુદાજુદા ગુણો કાવ્યકારને આકર્ષક લાગ્યા છે. શ્રી હરિહરભાઈને કયા લાગ્યા છે તે જોઈએ.

જેહ જીવન-કલા સૌ કલા પ્રેરતી
તે કલા-હીન અમ-જીવનો શાં ?
જીવનં અમ પ્રેરવા વર્ષ શત જીવ, ઓ
સત્ય-સૌંદર્યના ભક્ત ડોસા !

અને એમાં હરિહરભાઈની કલાની ભાવનાનો પણ આપણને ખ્યાલ આવે છે. જીવન-કલા જ સર્વકલાને પ્રેરનાર છે, અને એ જીવન-કલા જ આપણી છેક ઓસરી ગઈ હતી. ગાંધીજી આપણામાં એ કલાને પ્રેરે છે. તેઓ સત્ય-સૌન્દર્યના ભક્ત છે ! ગાંધીજીના જીવનનો એવો બીજો ઉત્કટ ગુણ તે પ્રેમ.

કિન્તુ સર્વાંગ જીવન વિષે તેં કરી
પ્રેમના તત્ત્વની કાર્ય-ગોપા,
(એ) તત્ત્વ ઝીલાવવા વર્ષ શત જીવ, ઓ
પ્રેમ શાશ્વત ભર્યાં દિવ્ય ડોસા !

પણ પ્રેમની ગણના કરાવ્યા પછી પણ એમાંથી સત્ય ભક્તિ એમની મુખ્ય છે એ જણાવવા ફરી કહે છે.

દેહ-તલથી ઉંચે, બુદ્ધિ-તલથી ઉંચે,
આત્મબલ-તલ ઉપર તું ફરે છે;
બુદ્ધિની દૃષ્ટિના ક્ષિતિજની પેલી ગમ
સત્યનું ક્રાન્તદર્શન કરે છે;

હું માનું છું કે હરિહરભાઈનું કાવ્ય ગાંધીજીના જીવનનાં ઊંચાંમાં ઊંચાં શિખરોને બરાબર સ્પર્શ કરે છે. અત્યારે ગાંધીજીના કાર્યક્રમને અનુસરનારા ઓછા છે ત્યારે પણ તેમની ભક્તિ તો એની એ જ છે. દેશના ભવિષ્ય વિશેની એમની શ્રદ્ધા પણ એટલી જ અડગ છે.

કિન્તુ અમ ભાવિના લેખના આજ આ
આખરી અક્ષરો નથી લખાયા,
કોઈ જન્મ્યો નથી ઈશ્વરી રાજ્યમાં
કાયમી દુઃખમાં દુઃખી થાવા;

હૃદયના અસ્પષ્ટ વિરલ ભાવો, જે ઘડીમાં આવીને ઊડી જાય છે તેને પણ કાવ્યમાં વ્યક્ત કરવા એ આધુનિક કાવ્યનું એક લક્ષણ ગણાય. શ્રી હરિહરભાઇએ ત્રણેક એવાં કાવ્યો લખ્યાં છે. 'સમયની પળો', 'સૂનું' જીવન' એ એવાં કાવ્યો છે. પણ આવા ભાવોને વર્ણવવાની કલાનો દાખલો હું 'વિદાય' માંથી લઇશ.

ઉડે સમડી કો ઉંચે, ઝટ દઈ ધસે ભૂ પરે,
ગ્રહી કંઈક ચાંચમાં સટસડાટ ઊંચે ચડે,
કવચિત્ હૃદયને ય ભાવ ત્યમ દિવ્ય સ્પર્શી જતા,
રહે હૃદય નાચતું તરલ સ્પર્શના તાલમાં.

આ વર્ણનશૈલી તેમની લાક્ષણિક છે. તેમનાં ઉપમા રૂપકો માત્ર અલંકારો નથી, પણ એક વિજળીના ચમકારાની પેઠે આખા વિષયને વ્યકત કરી નાંખે છે. 'અર્પણ' "એકજ દે ચિનગારી' 'કાવ્યની નિરર્થકતા', 'નમ્રતા', 'ગત મિત્રને' અને 'વિદાય' એ સર્વ કાવ્યોના ઉપમા-રૂપકોમાં લેખકની લાક્ષણિકતા અને

વ્યક્તિત્વ જણાઈ આવે છે. આ અલંકાર સાફલ્યથી તેમની શૈલી પણ ટૂંકી થાય છે. તેમને ઝાઝા શબ્દો કહેવા પડતા નથી.

હવે લઈએ તેમનાં હાસ્યનાં કાવ્યો. 'અચળેશ્વરીની આરતી'માં હિંદુઓના જડ પ્રગતિવિરોધક અભિમાનની સારી મશ્કરી કરી છે, અને 'હાલ્યની માહતર થાઇ' માં માસ્તરના ધંધાની વિડંબના કરનારાની સારી મશ્કરી કરી છે, જો કે અત્યારે બીજા બધા ધંધામાં પણ નાલાયક માણસોની ભરતી કાંઈ ઓછી નથી. એમની 'ગામઠી ગીતા'એ કેટલાક ટીકાકારોને મૂંઝવ્યા છે. હાસ્યરસ દરેક રીતે ટીકાકારોને મૂંઝવે એવો જ છે! ઘણાને વહેમ પડયો છે કે એમાં ગીતાનાં અમર સત્યોની મશ્કરી થાય છે. પણ આપણામાં ભક્તિ, જેમ શૃંગારમાં કે ક્વચિત્ ઉપાલંભમાં પણ વ્યક્ત થાય છે, તેમ હાસ્યમાં પણ થાય છે. તેમાં અવહેલના અભિપ્રેત હોતી નથી. ભક્તિના આવા વિવિધ આવિષ્કારો માટે કદાચ હિંદુ ધર્મનો અવતારવાદ જવાબદાર હશે. અવતારવાદને સ્થાન ન હોય એવા ધર્મો ઈશ્વર તરફ આવા ભાવો સહન કરી શકતા નથી, આવા ભાવોથી ઈશ્વરભાવના ઉપહસનીય થાય છે એમ માને છે. પણ શ્રી હરિહરભાઈનું કાવ્ય સમજવા માટે હાસ્યના ઔચિત્યના આ વિચાર-વમળમાં પડવાની જરૂર નથી. તેમનું કાવ્ય સ્પષ્ટરૂપે હાસ્ય છે. અને તે બહુ સાદી રીતે સિદ્ધ કરેલું છે. આપણા દેશમાં અને સાહિત્યમાં એમ બનતું આવ્યું છે કે હિંદુ પુરાણોની ભિન્ન ભિન્ન વાતોને સંસ્કૃતિની ભિન્ન ભિન્ન ભૂમિકાએ વસતા લોકમાનસે, પોતાને અનુકૂળ પડે તે રીતે, કાવ્યોમાં નિરૂપી છે. શ્રી હરિહરભાઈએ કલ્પનાથી ગીતાનાં સત્યો અને ઉક્તિઓ ઉપર એ પ્રક્રિયા કરી બતાવી છે. અસંસ્કૃત વાણી અને મનની ઉપાધિમાંથી એ સત્યો પસાર થતાં કેવું વક્રીભવન પામે છે તે દેખાડીને જ એ હાસ્ય નિષ્પન્ન કરે છે. કાવ્ય વાંચતાં પણ સમજાય છે કે તેમાં ગીતાનો ઉપહાસ અભિપ્રેત નથી.

તેમના કાવ્યશૈલીને અંગે એક બે વાત કહેવાની રહે છે. એક તો એ કે ચાલુ વીસીના ઘણાખરા લેખકો સંસ્કૃત વૃત્તો વિશેષ વાપરે છે તેમાં હરિહરભાઇ અપવાદરૂપ છે. તેમનાં કાવ્યોમાં મોટો ભાગ ગીતોનો અને ઝૂલણા જેવા ગેય માત્રામેળ છન્દોનો છે, સંસ્કૃત વૃત્તો તેમણે ઘણાં ઓછાં વાપર્યાં છે. બીજું એ કે નવા લેખકોમાં ઘણીવાર દુર્બોધતા, અસ્પષ્ટતા ભાષાની જટિલતા વગેરે આવે છે તે તેમનામાં આવતાં નથી. ભાવ સ્પષ્ટ થયા પછી જ તેઓ તેને કાવ્યમાં ઉતારે છે. તેઓ ઘણું ટૂંકું લખે છે, અને તેમાં ઉપર જણાવ્યું તેમ તેમનાં ઉપમા–રૂપકો અને ભાવસ્પષ્ટતા તેમને ઘણી મદદ કરે છે. છેલ્લે એ પણ કહેવું જોઈએ કે તેમની ભાષા જેમ ગંભીર ભાવોને ઉચિત શિષ્ટ નાગરિકતા ગ્રહણ કરી શકે છે તેમ ઉપહાસને યોગ્ય ગ્રામ્ય પ્રાન્તિકતા પણ પકડી શકે છે.

થોડાં કાવ્યો લખવાથી કવિ નથી થવાતું, કવિ તો કાવ્યો વરસાવતો જ રહે છે એ દૃષ્ટિએ જોતાં હરિહરભાઈને કવિ ન કહેવા હોય તો ન કહીએ, પણ તેમનાં કાવ્યોમાં ઘણાં સારાં કાવ્યો છે અને તેમાં તેમનું વ્યક્તિત્વ સ્પષ્ટ દીપી આવે છે તેમાં શંકા નથી.

આપણે ઇચ્છીએ કે તેઓ હજી વધારે રસસામગ્રી ગુજરાતના રસજ્ઞોને અર્પે !

૨૬–૩–૩૪ રામનારાયણ વિશ્વનાથ પાઠક.

## અર્પણ: ગત બાલકોને

સુકોમળ સુપુષ્પ કૈં ખીલી સવાર સાંજે ખરે,
ઉગી ગગન તારલા ક્ષણુ રહી કંઇ આથમે,
દીઠાં સ્વપન દૃશ્ય તે નહિ સવારમાં સાંપડે,
બન્યાં જીવન એ સમાં તમ તણાં અહિં ભૂ પરે.

ગયાં : સહુ ગયાં : પળ્યાં સ્વપથ સૌ : ન એક્કે રહ્યાં :
—રહ્યાં સ્મરણ માત્ર ને સ્મરણદુઃખ જે જે સહ્યાં :
હસ્યાં, કંઈ, રડયાં, કવિ જયમ હસે રડે કાવ્યમાં ;
સ્મરૂં હું તમ જીવનો સરલ–કાવ્ય–ઝરણાં સમાં.

દિનેશ-કર કોમળાં ધનુષ મેઘ માંહીં રચે,
નિહાળી શિશુ ભાઇ ભાંડુ નિજને બના'વા ધસે,
ધરૂં વિવિધ વર્ણ એમ જગ આગળે સર્વ તે,
કટાક્ષ કરુણા તણા તુજથી જે લસે અંતરે.

પરંતુ કદી વર્ણ એ મુજ ગણું, ગણા'વા કરૂં
અને હૃદયમાં પડેલ તુજ રશ્મિને વીસરૂં,
કરી પ્રખર તો, પ્રભો! કિરણ તાહરાં તે ક્ષણે
સુકાવ, વિખરાવ એ હૃદય-મેઘને, વર્ણને.

( ૫. ૧૩ )

— મારો જીવન-ધ્રુવ —
"પ્રેમ અને ત્યાગ"

# એક જ દે ચિનગારી

(ભૈરવી)

એક જ દે ચિનગારી, મહાનલ! મહા અગ્નિ
એક જ દે ચિનગારી.

ચકમક લોઢું ઘસતાં ઘસતાં
ખરચી જીંદગી સારી;
જામગરીમાં તણખો ન પડયો,
ન ફળી મહેનત મારી,
મહાનલ! એક જ દે ચિનગારી.

ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ-અટારી;
ના સળગી એક સગડી મારી—
વાત વિપતની ભારી,
મહાનલ! એક જ દે ચિનગારી.

ઠંડીમાં મુજ કાયા થથરે,
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ! હું અધિક ન માગું—
માગું એક ચિનગારી,
મહાનલ! એક જ દે ચિનગારી.

# કાવ્યની નિરર્થકતા

(ઝૂલણા; માલકોશ)

તું મહાકાવ્ય થઇ વિશ્વ વ્યાપી રહ્યો,
ત્યાં વળી કવિતડું શું કરૂં હું ?
અખિલ બ્રહ્માંડ રસરાજ રેલી રહ્યો,
રસ તણી વાડકી શું ધરૂં હું ?

સૃષ્ટિ શણગારી અદ્‌ભુત અલંકારથી,
વાગ-અલંકાર સૌ વ્યર્થ ભાસે;
મોહ નથી કાવ્યનો; માત્ર જીવી રહ્યો
તુજ મહાકાવ્યની એક આશે.

# નમ્રતા

ભલે મન વિવેક-હીન તિમિરે સદા આથડે, ઉપમાં પંક્તિ
અને હૃદય કલ્પના-રહિત કૂપ માંહીં પડે,
ભલે સકલ ઝિંદગાની રસરંગ હીણી જતી,
પરંતુ નહિ નમ્રતા-રહિત ચિત્ત થાજો કદી.

ભલે સ્ખલન-પૂર્વ-નાં સ્મરણથી સદા યે બળું,
પરંતુ નહિ તે ભુલી મદ-નઠોર થાવા ચહું;
સદા ય નિજ દોષ કાજ અનુતાપ વાળા પરે
વહે તુજ દયા, વિભો! ફિકર શી પછી છે મને?

દિનેશ-કર કોમળાં ધનુષ મેઘ માંહીં રચે,
નિહાળી શિશુ ભાઇ ભાંડુ નિજને બતા'વા ધસે,
ધરૂં વિવિધ વર્ણ એમ જગ આગળે સર્વ તે,
કટાક્ષ કરુણા તણા તુજથી જે લસે અંતરે.

પરંતુ કદી વર્ણ એ મુજ ગણું, ગણા'વા કરૂં
અને હૃદયમાં પડેલ તુજ રશ્મિને વીસરૂં,
કરી પ્રખર તો, પ્રભો! કિરણ તાહરાં તે ક્ષણે
સુકાવ, વિખરાવ એ હૃદય-મેઘને, વર્ણને. ૩૫૬

## ક્યારે બનશો તાત?

( મરાઠી પોવાડાની ચાલ )

ક્યારે બનશો, તાત! અરે, એ ક્યારે બનશો, તાત
તરછોડેલા શિશુને ફરીને ક્યારે ધરશો હાથ!

ભાવભર્યાં તુજ ભુજપાશોમાં ઝકડીને, ઓ તાત
ભુજામાં ઝકડીને, ઓ તાત
અંકે ધરીને મસ્તક ઊપર વરદ રાખશો હાથ! અરે, એ

પ્રેમભીનાં વત્સલ નયનેથી ટપકે અમી, ઓ તાત
નયનથી ટપકે અમી, ઓ તાત
મંદ મધુર તુજ સ્નેહલ સ્મિતનો વરસે ફુલ-વરસાદ! અરે, એ

## આલમના ઉસ્તાદને

મચ્યું આ વિશ્વનું સંગીત,
ને નાચે બધી દુનિયા !
અયે આલમ તણા ઉસ્તાદ !
મુજ વીણા મિલાવી દે.

મળ્યા સંગીતના સુરમાં
સુરજ ને ચંદ્ર ને તારા;
બસૂરી એક મુજ વીણા
રહી; એને મિલાવી દે.

ચલાવી આંગળી અણઘડ
બધા યે તાર મેં તોડયા;
ફરી સાંધી તુટેલા તાર
મુજ વીણા મિલાવી દે.

## ✓ દરિદ્ર–નારાયણની આરતી

જય દરિદ્ર–નારાયણ, જય નારાયણ દેવા, જય નારા૦
જુગ જુગ તમે કરો છો (૨), જગત તણી સેવા, નારા૦

તમે રહીને ભૂખ્યા, અન્ન ધર્યું અમને, રે અન્ન૦
રહી શરીર ઉઘાડા (૨), ઢાંક્યાં અમ તનને, નારા૦

તમે રહી અજ્ઞાન, અમને જ્ઞાન દીધું, રે અમને૦
નિશ દિન તન તોડીને (૨), સુખ અમને કીધું, નારા૦

અમે આળસુ, સ્વાર્થી, કૃતઘ્ન, પાપ ભર્યાં, રે કૃતઘ્ન૦
તમને સદા દબાવ્યા (૨), પીડયા ને કચર્યા, નારા૦

જુગ જુગનાં એ પાપ, માફ કરો, દેવા, રે માફ૦
પ્રાયશ્ચિત્ત રૂપે શી (૨), કરીએ તમ સેવા? નારા૦

ફુરચો

## ભવ્ય ડોસા !

આજ શાં ભાગ્ય આ હિંદ–સૌ જગત–નાં
વિશ્વના સંતનાં વર્ષ પહિ !
જૂજ સંતો તણી તપ–હુતાશે ટકી
એટલા દિન લગી દેહ–યષ્ટિ !
જે થકી હિંદ–શિર ઉચ્ચ આલમ મહીં
જન્મદિનથી વડા ઉત્સવો શા?
હિંદ–સંકષ્ટ–હર ! વર્ષ શત જીવ, ઓ
દીન ભારત તણા ભવ્ય ડોસા !

આવો ઓ કવિવરો, દિવ્ય ગાયકગણો
સૌ કલાના કલાકાર આવો,
કૈંક સેકાં લગી તમ કલા કાજ કો
ઈશ વિણ નહિ મળે વિષય આવો;
જેહ જીવન–કલા સૌ કલા પ્રેરતી
તે કલા–હીન અમ જીવનો શા ?
જીવન અમ પ્રેરવા વર્ષ શત જીવ, ઓ
સત્ય–સૌન્દર્યના ભક્ત ડોસા !

જગતથી દૂર નિજ ધર્મજીવન મહીં
પ્રેમ–પથ બુદ્ધ મહાવીર ઓઢયો;

જગત્ સમુદાયમાં, રાજ્યના કાર્યમાં
એહ સંદેશ અધુરો રહ્યો'તો;
કિંતુ સર્વાંગ જીવન વિષે તેં કરી
પ્રેમના તત્ત્વની કાર્ય-ઘોષા,
(એ) તત્ત્વ ઝીલાવવા વર્ષ શત જીવ, ઓ
પ્રેમ શાશ્વત ભર્યા દિવ્ય ડોસા!

જગતને મોકલી'તી મહાસંસ્કૃતિ
ગૌતમે બોધિતરુ-છાંયમાંથી,
મોકલી'તી ઈશૂએ મહાસંસ્કૃતિ
ક્રૂસ-અધિરૂઢ નિજ કાયમાંથી;
આજ સર્જે તું ભાવિ મહાસંસ્કૃતિ
સાભ્ર-ગંગા-તટે વિશ્વપોષા,
સંસ્કૃતિ-પૂર હજુ દૂર, એ લાવવા
વર્ષ શત જીવ ઓ વિશ્વ-ડોસા!

દેહ-તલથી ઉંચે, બુદ્ધિ-તલથી ઉંચે,
આત્મબલ-તલ ઉપર તું ફરે છે;
બુદ્ધિની દૃષ્ટિના ક્ષિતિજની પેલી ગમ
સત્યનું ક્રાન્તદર્શન કરે છે;
મુઠ્ઠીભર અસ્થિની દેહ તુજ દૂબળી,
આત્મનાં દાખવ્યાં તેં બળો શાં!
(એ) શક્તિ ભરવા જગે વર્ષશત જીવ, ઓ
દિવ્ય ભારત તણા ભવ્ય ડોસા!

## સત્યના સંત!

સત્યના સન્ત! તુજ જન્મ–ચોસઠ–દિને
વિવિધ કંઇ અમ ઉરે ભાવ જાગે :
ભાવ જૂદા હતા મણિમહોત્સવદિને
ચાર વર્ષો પરે હૃદય આગે ;
તે હતો દિવસ અમ પૂર્ણ આનંદનો,
પણ હતાં અજ્ઞ હૃદયો અમારાં,
ને અમે અમ ઉરે ગર્વથી માનતા
કે ઝીલીશું અમે બોલ તારા.

ચાર વર્ષો વહ્યાં: (ને બધા ન્યાયમાં
સમયનો ન્યાય તે સત્ય સૌથી);
બોલ તારા પુરા ઝીલી અમે ના શક્યા,
ના ટળી દુર્દશા પૂર્ણ તેથી.

કિન્તુ અમ ભાવિના લેખના આજ આ
આખરી અક્ષરો નથી લખાયા,
કોઇ જન્મ્યો નથી ઇશ્વરી રાજ્યમાં
કાયમી દુઃખમાં દુઃખી થાવા;

દીર્ઘ ને ઘોર રજની તણો પણ સદા
અંત આવે અને સૂર્ય પ્રગટે,
તેમ અમ દુર્દશા પણ જશે એક દિન,
ગર્જશે હર્ષથી સ્થાન સર્વે.
સત્યના સન્ત! તુજ જન્મ–ચોસઠ–દિને
કોટિ વન્દન તને છે અમારાં;
વિશ્વ ઉદ્ધાર હિત વર્ષ શત જીવજે!
વિજયી હો જીવન સંદેશ તારા!

## મંત્રેશ્વરીની આરતી.

જય મંત્રેશ્વરી માત, મંત્રેશ્વરી માતા, જય મંત્રે૦
શિશુ-શિક્ષણ-નિણાતા (૨), અખિલ-જગત્-ખ્યાતા, મંત્રે૦

શિક્ષણ-મંત્રનું દાન, તેં જગને દીધું મા, તેં૦
મંત્રેશ્વરી તુજ નામ (૨), સાર્થક તેં કીધું. મંત્રે૦

ધન્ય ધન્ય તુજ જન્મ, રોમ નગર માંહીં, મા, રોમ૦
સ્વતંત્ર-શિક્ષણ-ભાસ્કર (૨), ઉદિત થયો જ્યાંહીં. મંત્રે૦

શિશુ હિત અર્થે જીવન, અર્પણ તેં કીધું, મા, અર્પણ૦
બ્રહ્મચર્ય આજીવન (૨), વ્રત પાલન કીધું. મંત્રે૦

સ્વતંત્ર-શિક્ષણ-ગંગા, ઉતારવા નભથી, મા, ઉતારવા૦
પૂર્વાચાર્યો તપ બહુ (૨), તપિયા તનમનથી. મંત્રે૦

કિંતુ ભગીરથ સમ તેં, તપ કીધું ભારી, મા, તપ૦
સ્વતંત્ર-શિક્ષણ-ગંગા (૨), સ્વર્ગથી અવતારી. મંત્રે૦

મંત્રેશ્વરીની આરતિ, જે ભાવે ગાશે, મા, જે૦
અલ્પ પ્રયાસે તેને (૨), શાસ્ત્રબોધ થાશે મંત્રે૦

જયારે ક્રૂસ એ ભવ્ય દેખાય

( સાદ )

જયારે ક્રૂસ એ ભવ્ય દેખાય,
રે ચડયો જીસસ જયાં જશરાય.

હાનિ સમા મુજને સહુ દીસે
ઐહિક લાભ અપાર ;
ને મુજ સર્વ અહંતા ઉપર
આવે મને ધિક્કાર, રે ચડયો૦

ક્રૂસ અલૌકિક જીસસ કેરો,
જે મુજ જીવન-પ્રાણ,
તેહ વિના મુજને નવ હોજો
અન્ય તણું અભિમાન, રે ચડયો૦

જેહ અસાર પદારથ ઉપર
આવે મોહ અથાક,
તે સઘળાનો હું તુજ કારણ
તુર્ત કરી દઉં ત્યાગ, રે ચડયો૦

દેખો વદન દયામય એનું,
હાથ અને વળી પાય,
એ સહુમાંથી પ્રેમ-ઉદાસી
એકરસે વહી જાય, રે ચડયો૦

શું કદી આવો મધુર બન્યો'તો
પ્રેમ-ઉદાસી મિલાપ?
કે કદી આવો ભવ્ય બન્યો'તો
કંટક-મુકુટ-કલાપ? રે ચડયો૦

હોત કદી મુજ માલીકીમાં
આ અવની સંપૂર્ણ,
તો પણ તે ધરતાં તુજ ચરણે
અંજલિ રે'ત અપૂર્ણ, રે ચડયો૦

આવો અદ્‌ભુત, આવો દૈવી,
આવો જે તુજ પ્રેમ,
તે અરથે આ જીવન સઘળું
ના અરપું હું કેમ? રે ચડયો૦

દિવ્ય દયામય પ્રેમલ ઈશુએ
દુઃખ સહી આ પેર
પાપી મનુષ્ય પરે ઉતરાવી
પુણ્ય પ્રભુની મેર, રે ચડયો૦

માનવ ઉપર જીસસનો આ
કરુણા પૂર્ણ પ્રસાદ,
તે પર નિશદિન મુકત જનોના
વરસો સ્તુતિ વરસાદ, રે ચડયો૦

## ફિકર નહિ !

ફિકર નહિ ! ફિકર નહિ ! એક દિન આવશે,
જે દિ થાશે જ ઉદ્ધાર મારો !

હું સમા બહુ મહા પાપીઓ તરી ગયા,
આવશે તેમ મારો ય વારો !

## હમારો દેશ

હમારો હિંદ, હમારી જનની,
ધાત્રી હમારી, હમારો દેશ !
શા માટે, મા, તારાં શુષ્ક નયન ?
શા માટે, મા, તારા રુક્ષ કેશ ?
શા માટે, મા, તારી ધૂળમાં બેઠક ?
શા માટે, મા, તારો મલિન વેશ ?
તેત્રીશ કરોડ સંતાન જેનાં
મુખેથી બોલે 'હમારો દેશ' !

સહગાન (કોરસ):–

શેનું આ દુઃખ ? શેનું આ દૈન્ય ?
શેની આ લજ્જા ? શેનો આ ક્લેશ ?
તેત્રીશ કરોડ એક જ સ્વરે
મુખેથી બોલે 'હમારો દેશ' !

પ્રગટીને જ્યાં ગૌતમ બુદ્ધે
મોક્ષદ્વાર કરિયું મુક્ત,

આજે ય જેને અરધું જગત
પ્રણુતિ કરે ભક્તિ–યુક્ત !
અશોકે પ્રસારી કીર્તિ જેની
કંદહારથી હિંદ–જલેશ,
નથી શું, મા, તું તેઓની જનની ?
નથી શું, મા, તું તેઓનો દેશ ?
શેનું આ દુઃખ ! હું૦

એક દિ જેના સેનાપતિઓ
બોલાવતા લંકામાં જય,
એક દિ જેનાં તુંગ વહાણો
ભમતાં ભારત–સાગર મધ્ય,
સંતાન જેનાં ટિબેટ, ચીન,
જાપાને સ્થાપતાં ઉપનિવેશ,
તેને શું છાજે, મા, ધૂળમાં બેઠક ?
તેને શું છાજે, મા, છિન્ન વેશ ?
શેનું આ દુઃખ ! હું૦

શૂર શિવાજી, વીર પ્રતાપ,
નથી શું, મા, તું તેઓનો દેશ ?
ધન્ય, અમારી નસમાં જો એ
તેઓનું વહે રક્ત લેશ !

યદ્યપિ, મા, તુજ દિવ્ય કાંતિ
ઘેરી અંધારે આજ અશેષ,
વીંખાશે વાદળ ચમકશે ફરી
તવ લલાટે નવ ઉજેશ !

શેનું આ દુઃખ ! ઇ૦

## જીવન-મહોત્સવ

ભવ્ય, અનંત, પ્રભામય અંબર-
મંડપ કાંતિ છવાઇ રહી;
લતા, વિટપ શો સજ્યો ઉપસ્કર !
પૃથ્વી-ફરશ બિછાઇ રહી;
સૂર્ય, ચંદ્ર ને તારાગણ શા
ઝગમગ ઝુંમર દીપ બળે !
આનંદો ! ભાઈ, આનંદો !
આ જીવન એક મહોત્સવ છે !

મધુર રસાળાં ફળકંદોની
મિષ્ટ ઉજાણી ચાલી રહી;
કોયલ, મોર, બપૈયા, પોપટ-
સંગીતની શી ધૂન ભરી !
લલિત, સુવાસિત, મોહક પુષ્પો
મઘમઘતી શી વાસ ભરે !
આનંદો ! ભાઇ, આનંદો !
આ જીવન એક મહોત્સવ છે !

## સમયની પળો

(આશા જોનપુરી)

પળ પળ આજ ગણાય,
સમયની પળ પળ આજ ગણાય.

મહિના વીત્યા, દિવસો વીત્યા,
દિન આ એક ન જાય, સમયની૦

સૂર્ય અનાદિ પ્રવાસ થકી શું
શ્રમિત થયો દેખાય,
કે ઉરના આ સ્નેહ-સૂર્યને
છોડી જવા નવ વ્હાય, સમયની૦

# સૂનું જીવન

(આશા જોનપુરી)

સૂનું આજ જણાય,
જીવન સૂનું આજ જણાય.

હૃદયે દુઃખ છલોછલ ભરિયું,
ક્યાં જઈને ઠલવાય?
હૈયામાં ઊઠેલી ઊર્મિ
હૈયામાં જ સમાય,
જીવન સૂનું આજ જણાય.

## ૨૫૬ ગત મિત્રને

ગયો હૃદય-કોસ આ પ્રણય-વારિને પામવા
સુચક્ષુ-તવ-ગર્ગડી પર થઇ ઉરસ્કૂપમાં;
વહ્યું તવ મધુ સ્મિતે ઉદક ઓષ્ઠ-થાળા પરે;
કર્યું પ્રણય-વારિએ હરિત જીવનોદ્યાનને.

અમોલ બહુ વર્ષ એ હૃદય-યોગ સાથે ઘડ્યો;
પ્રસન્ન મુખ તેં સહ્યો જગત તાપ ને છાંયડો;
નહીં કહિ ખરી મુખે પરુષતા તણી કાંકરી,
નહીં જ તવ ભ્રૂ બની કહિ ય રોષથી વાંકડી.

થતું હૃદય માહરૂં વ્યથિત દુન્યવી ઘા વતી,
વ્યથા મુજ મટાડવા તુજ થતી હતી ઔષધિ;
હવે હૃદય રક્તથી ટપકતું સદા યે રહે,
અને તુજ વિના દવા અવર કોણ એની કરે?

## હાલ્યની માહતર થાઇં

હાલ્યની માહતર થાઇં, અરજણિયા, હાલ્યની૦

હિ બધો શીમમાં પાટકી પાટકીને
ઘરે આવીઇં હાંજ હમે,
એના કરતાં ખુરહીમાં બેહી રેવું, ભાઇ,
ઇ તે કોને નૉ ગમે, અરજણિયા, હાલ્યની૦

૯૫ | ગાયું સારિયું ને ભેહું સારિયું ને વળી
| સાર્યાં મોટાં મોટાં ઢોરાં;
એમાં તે હું મોટો મીર મારવો’તો
ઓલ્યાં સારવાં નાનકડાં સોરાં, અરજણિયા૦

ફ્રૂડ દઇને, ભાળ્યું, ડાંગ મારીઇં તો
ડોબાં ય હાલે ઝટ;
ઈ ડાંગ આગળ સોકરાંના દેન હું,
ઈ તો હાલે હીધાં હટ ’રે, અરજણિયા૦

વેપારી માહતર ને ખેડુ ય માહતર
ને માહતર ભાણો ભુવો;
કાઢી મુકેલ ઓલ્યો ટભલો ટપાલી—
ઇ યે માહતર થઇને મુવો, અરજણિયા૦

હુરાદ હરાવશું ને સોડિયું પરણાવશું
ને વાંચશું હતનારાયણની કથા;
(આ) પેટનો ગુદારો એમ કરી કાઢશું,
આપણે બીજી હું તથ્યા, અરજણિયા૦

મોટે ગામથી ઓલ્યો શાબ્ય આવે.
એને હારૂં હારૂં ખાવાના હેવા:
એના મોઢામાં લાડવા ઠાંહશું
ઈ તો રાજી રાજી થઈ જાય એવા,
અરજણિયા૦

હાલતી નિહાળે સોરે બેહશું
ને વાતુંમાં કાઢશું દુનિયાં,
મોટા ગામમાં જો બદલી કરશે તો
રાખશું રે હુંહાણિયાં, અરજણિયા૦

# ગામઠી ગીતા

ધરતરાશટર કે'સે :—

ધરમ ખેતરમાં ને કરૂ ખેતરમાં,

(જી) ઘડીકમાં બાધી મરે,

(એવા) મારા સોકરા ને મારા ભાઈના સોકરા

ભેગા થઈને હું કરે ?

હુંજયડા, ભેગા૦

× × ×

અરજણિયો કે'સે :—

નાનાં ય મારવાં ને મોટાં ય મારવાં

ને મારવાનો નૉ મળે આરો,

એવું રાજ કેદીક ને નૉ કર્યું

તો કિયો ગગો રઈ ગ્યો કુંવારો ?

કરહણિયા, હું તો નથી લડવાનો.

× × ×

કરહણિયો કે'સે :-

આ અજરામર મનખ્યાનો આતમ્યો,
(ઈ) માર્યો ના મરાય,
એવું હમજીને, એલા, દીધે રાખ્યની,
એમાં તારા બાપનું હું જાય રે?
અરજણિયા, મેલ્યની મૂરખવેડા.

× × ×

જગત બધી આ તારી ઠેકડી કરે
ને હુંયે કઈ કઈને થાકયો;
ખતરીના કુળમાં ક્યાથી આવો તું
ઊંધા પાનિયાનો પાકયો? અરજણિયા.

× × ×

જૂધમાં જીતીશ તો રાજ કરીશને
મરીશ તો જાશ હરગે;
એલા, તારો હિ જો ધરે હોય, તો તું
આવો લાગ શીદને મૂકે? અરજણિયા.

× × ×

મોઠા મોટા માતર્યા પુરૂષ જેણે
વાસનામાં મેલ્યો પૂળો,
એવા ય તે જગત હારૂ કરમ ઢહરડે,
તું તે કઈ વાડીનો મૂળો? અરજણિયા

કરમની વાત બધી આપણા હાથમાં
ને ફળની નહિ એક કણી ;
એમ નો'ત તો તો બધાય થઈ બેહલ,
દલ્લી શે'રના ધણી, અરજણિયા.

× × ×

ઊંધું ઘાલીને કરમ ઢહરડયે જા,
ને ફાળની કર્ય માં ફકર,
ફળનો દેનારો બોલ્યો પરભૂડિયો ઇ
નથી તારા બાપનો નોકર, અરજણિયા.

× × ×

અરજણિયો કેસે :—

ભરમ ભાંગ્યો ને સંશે ટળ્યો,
ને ગન્યાન લાધ્યું હાસું,
તું મારો મદારી ને હું તારું માંકડું,
નચાવ્ય તેમ હું નાચું,
કરહણિયા, હાલ્ય હું હવે લડવાનો.

× × ×

હંજયડો કેસે :—

જોગી કરહણિયો ને ભડ અરજણિયો
થાય જી ઠેકાણે ભેળા,
મારું દલડું એમ સાખશી પૂરે :—
ત્યાં હાડી ઉડે ઘી કેળાં,
ધરતડા, હાડી ઉડે ઘી કેળાં.

વિદાય !—કહું એ દિસે શકુન સર્વને, તે છતાં
'વિદાય' સઘળા સમાગમ પછી કહેવું પડે !

ઉડે સમડી કો ઉંચે, ઝટ દઈ ધસે ભૂ પરે,
ગ્રહી કંઈક ચાંચમાં સડસડાટ ઊંચે ચડે,
કવચિત હૃદયને ય ભાવ ત્યમ દિવ્ય સ્પર્શી જતા;
રહે હૃદય નાચતું તરલ સ્પર્શના તાલમાં;
મથ્યો કંઇ ઉતારવા અગમ નૃત્ય એ શબ્દમાં,
પરંતુ અતિશે અયોગ્ય મુજ શબ્દ ભાસ્યા મને:
પુર્યો તુજ હૃદે જરાક પણ તાલ એ તાલમાં
ન તો વિફલ હું ગાણું હૃદયનૃત્ય આ માહરૂં.

× ×

મોહ નથી કાવ્યનો, માત્ર જીવી રહ્યો
તુજ મહાકાવ્યની એક આશે.

(પૃ. ૧૨)

# નોંધ

## ( કર્તાની )

પૃ. ૯ છેલ્લી લીટી 'ઝરણાં;' વૃત્તની નિયમિતતા છોડીને ઝરણાંના ધીમા પ્રવાહને અનુરૂપ ખાસ આ ઉચ્ચાર રાખ્યો છે. જેને આ ઉચ્ચાર ન ફાવે તે 'ઝર્ણાં' ઉચ્ચારે.

પૃ. ૧૧ જુઓ પરિશિષ્ટ ૧

પૃ. ૧૨ જુઓ પરિશિષ્ટ ૧, ૨

પૃ. ૧૩ જુઓ પરિશિષ્ટ ૩

પૃ. ૧૪ છેલ્લી લીટી; શબ્દ રચના પુષ્પપંક્તિને અનુરૂપ રાખી છે.

પૃ. ૧૭, ૧૯ ગાંધીજી વિષે છે એ સ્પષ્ટ છે.

પૃ. ૨૦ અહિં પૅરેગ્રાફ ખોટા પડ્યા છે. પહેલી ૮ લીટીનો એક પૅરેગ્રાફ અને બાકીની ૪ લીટીનો જૂદો પૅરેગ્રાફ જોઈએ.

પૃ. ૨૧ ડૉ. મૉન્ટીસોરી વિષે

પૃ. ૨૨ 'When I survey the Wondrous Cross,' On which the Prince of Glory died;

એ ખ્રિસ્તી ભજનનો અનુવાદ. મૂળ **आश्रमभजनावलि** ( નવજીવન પ્રકાશન મંદિર ) માં છે.

પૃ. ૨૬ દ્વિજેન્દ્રલાલ રાય કૃત સુપ્રસિદ્ધ બંગાળી ગીત 'આમાર દેશ' ( અંગ્રેજી My Motherland ) નો અનુવાદ

(૧)

નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો,
તે જ હું તે જ હું શબ્દ બોલે:
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે,
અહિંયાં કોઈ નથી કૃષ્ણ તોલે.

× × ×

જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં,
હેમની કોર જ્યહાં નીસરે તોલે,
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે,
સોનાના પાલણા માંહિ ઝૂલે.

**( નરસિંહ મ્હેતો )**

( ઈ. સ. નું ૧૫ મું શતક )

(૨)

તું મહાકાવ્ય બની વિશ્વ વ્યાપી રહ્યો
ત્યહાં વળી કવિતડું શું કરું હું ?
અખિલ બ્રહ્માણ્ડ રસરાજ રેલી રહ્યો,
રસ તણી વાડકી શું ધરું હું ?
સૃષ્ટિ શણગારી અદ્‌ભુત અલંકારથી
વાગ્‌–અલંકાર ત્યહાં વ્યર્થ ભાસે;
મોહ નથી કાવ્યનો, માત્ર જીવી રહ્યો
તુજ મહાકાવ્યની એક આશે.

**( હરિહર ભટ્ટ )**

( ઈ. સ. ૧૯૨૭ )

આપણે આ બંને કાવ્યનું દર્શન કરતાં શું જોઈયે છિયે ? બંનેમાં વિષયની સમાનતા એક પ્રકારની છે, એક જ વસ્તુનું દર્શન છે, છતાં કાંઈક ભિન્નતા—ગૂઢ છતાં પ્રત્યક્ષ ભિન્નતા છેઃ દૃષ્ટિક્ષેપના પ્રકારમાં ભિન્નતા છે. **सोऽहम्** નો નાદધ્વનિ કરતા, ગગનમાં ઘૂમતા અર્થાત્ અખિલ બ્રહ્માણ્ડમાં વ્યાપી રહેલા, પરમાત્માના સ્વરૂપનું દર્શન **નરસિંહ** મ્હેતો કરે છે; ત્યહારે કવિ **હરિહર ભટ્ટ** વિશ્વમાં વ્યાપી રહેલા મહાકાવ્યરૂપે, અખિલ બ્રહ્માણ્ડમાં રેલી રહેલા રસરાજરૂપે—પ્રેમસ્વરૂપ એ જ પરમાત્માની સમીપ પોતાની દીનતા પ્રગટ કરે છે, કવિત્વનું અસામર્થ્ય અલ્પરસનું નૈવેદ્ય સમર્પવાની અનિચ્છા, દર્શાવે છે. નરસિંહ મ્હેતો

**दिवि सूर्यसहस्रस्य भवेद् युगपदुत्थिता ।**
**यदि भाः सदृशी सा स्याद् भासस्तस्य महात्मनः ॥**

હજારો રવિની વ્યોમે સામટી જ્યોત જો ઝગે,
એ મહાત્માની જ્યોતિનું સામ્ય તો કાંઈ સંભવે.

એ રીતે વર્ણવાયલા પરમ જ્યોતિઃસ્વરૂપનું દર્શન ઝળહળ-જ્યોતઉદ્યોત કોટિરવિમાં પ્રત્યક્ષ કરીને કરે છે; ત્યહારે **હરિહર ભટ્ટ** અદ્‌ભુત અલંકારથી શણગારેલી સૃષ્ટિના ઝગમગાટ આગળ પોતાની વાણીના અલંકારની વ્યર્થતા ઉચ્ચારીને દીન પૂજન કરે છે. આમ બંને વચ્ચે સામ્યતાણામાં ભેદનો વાણો નિરીક્ષકની નજરે જડશે. પરંતુ આથી પણ વિશેષ ભેદ બંને કવિના પરમતત્ત્વ પ્રત્યેની કવિ-ત્વદર્શનની વૃત્તિસ્થિતિમાં ( attitude ) છે, તે હેવો સૂક્ષ્મ છે કે અત્યારે મ્હારી પાસે તે પ્રત્યક્ષ કરાવનારો સૂક્ષ્મદર્શક યન્ત્ર નથી. પરંતુ એ યન્ત્રને અભાવે નવીન યુગની કવિત્વદૃષ્ટિનું ભાન કરાવ-

નારું એક અન્ય ઉદાહરણ, કાવ્યના મૂર્તરૂપે ઉદાહરણ, રજૂ કરું, તો કાંઇક વિશેષ છાપ મન ઉપર પડશે એમ આશા છે. એ ઉદાહરણ પણ રા. હરિહર ભટ્ટના જ બીજા સુન્દર કાવ્યનું આપું છું:

એક જ દે ચિનગારી

મહાનલ ! એકજ દે ચિનગારી. ઈ૦

[ જુઓ કાવ્ય:–' એકજ દે ચિનગારી ' પૃ. ૧૧ ]

અપૂર્વ કવિત્વપ્રેરણાથી જન્મ પામેલા આ સુન્દર કાવ્યમાં જે ચિનગારીની પ્રાર્થના કરી છે તે આ કવિને મળી ચૂકી જ છે; નહિં તો આ કાવ્ય રચાત જ નહિં. ચિનગારીનું ઉપમેય શું ? મહાનલ કિયા મૂલ પદાર્થના ચિહ્ન ( symbol ) તરીકે ધાર્યો છે? એ ધ્વનિનું દર્શન જુદા જુદા પરીક્ષકો, જુદા જુદા પ્રસંગવિનિયોગમાં, જુદી જુદી રીતે કલ્પશે. હું માત્ર અત્યારે કવિત્વની દિવ્યભૂમિમાં ધગી રહેલા પરમાત્માના પ્રેરક અનલમાંથી એક અણુ અંશ કવિત્વનો, ચિનગારી રૂપે, પ્રાર્થનારો આ કવિને કલ્પનામાં દેખું છું.

*　　　*　　　*

આ નવીનતર યુગમાં રા. હરિહર ભટ્ટ જેવા નિસર્ગસિદ્ધ અને અસાધારણ પ્રતિભાવાળા અને સંસ્કારશુદ્ધ રચના કરનારા કવિયો પાકશે અને પોતાનો ફાળો વધારે પ્રમાણમાં અર્પશે, તો આપણા નવીનતર યુગનું કવિતા સાહિત્ય વિશેનું ભવિષ્ય તેજસ્વી જ બનશે. તથાસ્તુ !

## પરિશિષ્ટ ૨

[ સાક્ષર શ્રી નરસિંહરાવભાઇએ ઈ. સ. ૧૯૧૫-૧૬ મા મુંબઇ યુનિવર્સિટી દ્વારા આપેલાં Wilson Philological Lactures ના પુસ્તકાકાર પ્રકાશન Gujarati Language And Literature, Vol. II. P. 277 માંથી ]

I cannot resist the temptation to add one more specimen.

તું મહાકાવ્ય અની વિશ્વ વ્યાપી રહ્યો, ઇ૦

[ જુઓ કાવ્ય:–'કાવ્યની નિરર્થકતા' પૃ. ૧૨ ]

Here is a feeble rendering of this sublime little piece:–

Thou pervadest this whole world with the chant of thy grand Epic; How dare I then compose my poor song ?

Thou floodest this whole Universe with thy grand stream of Love; How dare I offer then my cup of humble worship ?

Thou hast decked with wondrous beauty this creation all around;

All Speech adornment there availeth not;

I hanker not after poetry, sustained am I by hope and longing for the music of thy Epic grand.

# પરિશિષ્ટ ૩

( સાક્ષર શ્રી. બ. ક. ઠાકોરે 'પ્રસ્થાન' માસિકમાં આપેલી 'આપણી કવિતા સમૃદ્ધિ' નામની લેખમાળા, જે પાછળથી પુસ્તક આકારે પ્રકાશિત થઇ છે, તેમાંથી ]

(૧)

જય અચળેશ્વરી માત, અચળેશ્વરી માતા, જય અચળે૰ ઇત્યાદિ.

[ જુઓ કાવ્યઃ—અચળેશ્વરીની આરતી પૃ. ૩૩ ]

**છંદ:** આ પદ છે, અષ્ટક છે, આરતીના જાણીતા માપનું.

**વિષય:** આર્યતા, જૂની સંસ્કૃતિ, હિંદની અથવા આર્યાવર્તની પુરાતન જાહોજલાલી, સુવર્ણ યુગ, ઋષિમુનિની મહત્તા, વેદ આદિની સર્વોપરિતા, રામરાજ્ય, શ્રી કૃષ્ણપરમાત્માનો સર્વોદ્ધારક રાસ, શ્રી જિન ધર્મની દિગ્વિજયી સંપૂર્ણતા, વગેરે વગેરેના અંધ ભક્તો, જેઓ પ્રાચીન પુરાતન સનાતનનાં મંજીરાં જ ઠોકે છે, નથી કંઇ સમજતા, નથી કશું આચરતા, અને આત્મપરીક્ષા અને આત્મસુધારણા તો પશુપંખી કરી શકે તો તેઓ કરે, એવા માણસોનો વર્ગ આપણા અજ્ઞ અધકચરા પડેલા દેશમાં ન્હાનો સૂનો નથી, ઘટતો પણ નથી જણાતો. એ વર્ગને પોતાને મુખે કવિએ આ આરતી ગવડાવીને તેને ઠીક બનાવ્યો છે. અચળેશ્વરી નામથી માંડીને બધી વિગતો બંધબેસતી ગોઠવી છે. ઉપહાસ કાવ્યોનો વર્ગ કલા લેખે ઉંચો ના ગણાય, બેશક, પણ સચોટ બોધકતાની દૃષ્ટિએ ( દાખલા તરીકે ) રા. રા. કનૈયાલાલ મુનશી કૃત 'ગોમતિ દાદાનું ગૌરવ' કે રા. રા. મસ્તફકીર કૃત 'કાકાનો કાકાકૌવો' એવી

નલિકાના વર્ગ જેટલો કીમતી તો છે જ, તથા પદ્યરચના તો મુકાબલે ટૂંકી અને યાદ રહી જાય એવી, એટલે ઝટ ફેલાય અને અભણ માણસોમાં પણ પ્રસરે. આપણા ભૂતકાલ વગેરેની પ્રશસ્તિઓ જેવાં કાવ્યો પછી તેમાંના અતિશયોક્તિ કે અતથ્યાંશના ઉતાર લેખે પણ આ એક કૃતિ સંગ્રહમાં સામેલ કરી છે.

સારાં ઉપહાસકાવ્ય કે પ્રતિકાવ્ય (પેરોડી parody, કોઈ મૂલ કવિ કે કૃતિનો ઉપહાસ કરવાને તેનું કરેલું અનુકરણ) લખવાં રહેલાં નથી; એના કારીગરો ઉપજાવ્યા નથી ઉપજી શકતા, દર્શનની તેમ આલેખનની કંઈક વિશિષ્ટ શક્તિઓ હોય તે જ સારાં ઉપહાસકાવ્ય લખી શકે. ઉપહાસ કાવ્યો, ઉપહાસ ટુચકા, અને વિકૃત છબીઓ (કેરીકેચર caricature) તાક્યું નિશાન પાડે, લોકપ્રિય બને અને નિર્દંશ હોય, એવાંને અમેરિકા યુરોપમાં બદલો પણ બહુ સારો મળે છે, તથા અહીં પણ છાપાંઓ સમૃદ્ધ થશે તેમ તેમ મળવા માંડશે. અને તો પણ ઉપર પ્રમાણેનું મત ફરીને કથું છું: એ કલા ખરી, પણ કલા લેખે ઊંચી નહીં; કલાની પદવીઓ કૃતિની લોકપ્રિયતા, તે માટે મળતા બદલા, તે ઉપજાવવાની મુસ્કેલી, કે ઉપજાવી શકનાર માણસોની સંખ્યા ઉપરથી, આ કોઈ એક દૃષ્ટિએ અગર આ સર્વે દૃષ્ટિઓના સમન્વયે પણ, બાંધવાની નથી.

પણ કોઈ પણ લેખકનો નમૂનો માત્ર ઉપહાસ કાવ્ય જેવા હલકા વર્ગનો આપવો, તે એને અન્યાય કરવા બરોબર હોવાથી આ સંખ્યાંકમાં જ એ લેખકનું એક કાવ્ય પણ લઉં છું.

ભલે મન વિવેકહીન તિમિરે સદા આથડે ઈ૦

[ જુઓ કાવ્યઃ—' નમ્રતા ' પૃ. ૧૩ ]

છંદ: પૃથ્વી. પંડિત જગન્નાથ અને મોડા કવિઓના પૃથ્વી વૃત્તમાં ઘણુંખરું બે વિરામ છે; આઠમે અક્ષરે અને દરેક પંક્તિને અંતે; ઘણુંખરું એટલા માટે લખવું પડે છે કે જગન્નાથ જેવા સંગીતપ્રધાન મુક્તક કવિમાં પણ અવિરામ સળંગ પંક્તિઓ મળી આવે છે. અને ભર્તૃહરિ જેવા આગળ થઈ ગયેલા કવિઓમાં તો પૃથ્વી અવિરામ સળંગ પંક્તિનો જ છે. આ કૃતિમાંનો પૃથ્વી છંદ અવિરામ પંક્તિઓવાળો છે, જુવો પંક્તિ ૧, ૩, ૧૦, ૧૧, ૧૪. પૃથ્વી છંદ ૬ઠે, ૧૨ મે અક્ષરે, અને પંક્તિને છેડે એમ ત્રણ વિરામો-વાળો પણ લખાય; પણ એમ લખાતાં, એના બીજા ૭ અક્ષર પ્હેલા ૭ અક્ષરનો પડઘો જ થઈ જાય છે, અને તેથી છંદ સુધ-રવાને બદલે કથળી જાય છે. છેલ્લા પાંચ અક્ષરમાં અને પ્હેલા ૭ માં એટલો જ ફેર છે કે પ્હેલા ૭માં અક્ષર ૩ ને ૪ લઘુ છે તેને ગુરુ બનાવીને જ છેલ્લા પાંચ અક્ષર સાધ્યા છે. એટલે એક ગુરુના બે લઘુના એક ગુરુની છૂટ લેવી હોય તો લેવાય શા માટે નહીં, એવા મતના લેખકે પણ પૃથ્વીમાં તો અક્ષર ૩–૪ નો ગુરુ ન બનાવવો જોઇએ, અક્ષર ૧૫ માને સ્થાને બે લઘુ ન લખવા જોઇએ,

કેમ જે એમ કરશે તો પૃથ્વીનું પૃથ્વીત્વ સચવાવાને બદલે કથળશે. છંદોના લયના ભોગી આવા આવા સવાલો પૂછીને આવા આવા પ્રયોગો જાતે કરી જોશે, તો આવી આવી ઘણી ન્હાની મ્હોટી કલાચાવીઓ તેમને મળશે અને વળી તેમનું છંદઃશાસ્ત્રનું જ્ઞાન ગાણિતિક મટીને સજીવન બનશે એ મ્હોટો લાભ પણ તેમને પ્રાપ્ત થશે. અહીં આટલું લખ્યું છે માત્ર દિગ્દર્શન માટે.

**અર્થ.** ૧-૨ બુદ્ધિહીન જડતા તે તિમિર, કલ્પનાહીન દૃષ્ટિ તે કૂપમંડૂક દૃષ્ટિ. ૫ પૂર્વનાં સ્ખલનોનાં સ્મરણથી. આગળ પંક્તિ ૧૨ માં પણ ક્રમ ઉલટાવીને, તુજ કરુણાના કટાક્ષથી. ૬ મદ-નઠોર, મદ અભિમાનને જોરે નઠોર. અહંકારીઓ કેટલા નઠોર (લાગણીહીન) હોય છે તે સૌના અનુભવની બાબત છે. મદ-નઠોર એ નવો સમાસ સુંદર અને સચોટ છે. ૯ સૂર્યનાં કિરણો. ૧૦ બતાવવા, તે જ પ્રમાણે આગળ ગણાવવા. શિશુ એ કોમળો ધનુષ નિહાળીને નિજ ભાઇભાંડુને બતાવવા ધસે છે, હોંસે હોંસે દેખાડે છે, સગર્વ વખાણે છે. જગત વખાણે, સગાં સંબંધીઓ ખાસ સૌને દેખાડે, એવી મ્હારી જે કંઇ કૃતિઓ વિશેષતાઓ વિવિધ રંગ-બેરંગી શક્તિઓ અને યોગ્યતાઓ બની આવે છે, તે સર્વ મ્હારી ગણું તો તો હું પણ ફૂલણજી, એ એકે મ્હારી નથી જ; મેઘધનુષના રંગો મેઘના નથી તેમઃ એ રંગો સૂર્યકિરણોત્થ છે; મ્હારી જે કંઇ શક્તિઓ આદિ તે તુજ કરુણાકટાક્ષોત્થ છે. આ ઉપમાપ્રાણિત વિચાર જ નિરભિમાન (વિનમ્રતા) રૂપ હીરાના ગર્ભમાંનો પ્રકાશ-ફુવારો છે. છેલ્લી કડીમાં એ જ ઉપમા આગળ ચાલે છે. સૂર્ય તપતાં જ મેઘધનુષ તો શું, મેઘ પણ છિન્નભિન્ન થઈ જાય છે. મ્હને જરાપણ અભિમાનનો ડાઘ લાગતાં, કરુણાકટાક્ષને ઠેકાણે

